# શૂળપાણ યાત્રા વર્ણન.



ગદ્ય તથા પદ્યમાં.

રચનાર,

नर्मदाशंकर वि. केशवराम पंड्या.

नंदपूर. (નાંદોદ.)

सिद्धिः साध्ये सतामस्तु, प्रसादात्तस्य धूर्जटे॥
जान्हवी फेन लेखव, यन्मूर्ध्नि शशिनःकला।१।



અમદાવાદ મધ્યે.

આસટોડીયાની સડક ઉપર "આર્યોદય પ્રેસ"માં
છાપ્યું.



સને ૧૮૮૩.—સંવત ૧૯૩૯.

કિંમત રૂ. ૦-૩-૬.

## उपकार पत्र.

આ પુસ્તક પ્રસિદ્ધ પાડવામાં અત્રેની સે. ગ્રેડ. ઍંગ્લો. વર્નાઃ સ્કૂલના બીજા આસિસ્ટંટ મિ. ત્રીકમલાલ રણછોડભાઈએ ઘણી મદદ આપીછે, માટે તેમનું નામ ઉપકાર સાથે આ પુસ્તકમાં જોડી રાખુંછું.

# શૂળપાણ યાત્રા વર્ણન.

## પ્રસ્તાવના.

---

પ્રીય વાંચનારાઓ.

॥मणौ वज्र समुत्कीर्णे, सूत्रस्ये वास्ति मेगतिः॥

શૂળપાણની યાત્રા ગૂજરાતના ઘણા ખરા ભાગમાં પ્રસિદ્ધ છે. અને ઘણા ગાઉ સુધીના લોકો એ યાત્રા સારૂ આવે છે. ડુંગરની જગ્યા એટલે ઘણીજ વિકટ. પણ ઈશ્વરી રચના જોવા લાયક છે. માટે આવા પ્રસિદ્ધ સ્થળથી અજાણ્યા જન સમૂહને માહીતી આપવા આ પુસ્તક રચવાનો મારો મૂળ હેતુ છે.

આ વર્ણન ગુલાબ નગર ઉર્ફે ગોરાથી તે શૂળપાણ સુધીના પાંચ ગાઉના માર્ગનુંછે. એકજ વાતની માફક લખ્યાં જવાના કરતાં પ્રશ્નોત્તરથી ફોડવાર વર્ણન સારૂં થાય છે. અને રસિક બનેછે, માટે આ પુસ્તકમાં આત્મારામ આદી મનુષ્યો કલ્પિત ઠરાવી તેમને યાત્રા કરાવેલી છે. વિગેરે.–

વળી આમાંથી એટલીજ સમજ લેવાની છે કે જેમ આત્મારામ શેઠે નાવમાં બેસી જલ પર્યટન કરી શૂળપાણ યાત્રાથી દેહનું સાર્થક કર્યું, તેમજ આત્મા જે પ્રાણી તેણે આ સંસાર રૂપી મહાસાગરમાં સત્સંગ રૂપી નાવમાં બેસી સત્કર્મ તથા ઈશ્વર ભક્તિ રૂપી યાત્રા કરી દેહનું સાર્થક કરવાનું છે. વિગેરે.–

આ પુસ્તકમાં હાસ્યરસને માટે શેઠની ભાષા જુદી રાખેલી છે, તેથી વણિક બંધવો માઠું માનશે નહીં, એમ આશા છે. કવિતામાં તે ભાષા રાખી નથી કારણ બોલતાં ફાવી શકે નહીં.

ઘણેક ઠેકાણે પદ્યમાં પદાંતે નર્મદ એ શબ્દ આવેલો છે,

તે સુખ આપનારના અર્થમાં છે. અને કોઈસ્થળે નામના અર્થમાં પણ સમજવો.

પ્રિય મિત્રો અને વિદ્યોત્તેજક સદ્‌ગુણી ભાઇઓ તરફથી જો આ મારા લઘુ ગ્રંથને આશ્રય મળશે, તો બીજી પ્રસ્તાવિક શ્રૃંગારાદિક કવિતાઓ તથા નીતિ બોધક ધ્રુવચરિત્ર આખ્યાન મોટું ઓખાહરણના નમુનાનું તૈયાર થયેલું છે, તે બહાર પાડવામાં આવશે. એજ વિનતિ.

### હરિગિત વૃત્ત.

નવ જાણું ગુરૂ લઘુ લેશ, વળી નવ જાણું માત્રા તાલરે,
નથિ વાક્ય રચના જાણતો છું પ્રથમ યત્નની હાલરે;
છે ગાંડુ ઘેલું આ કવેલું કાવ્ય પે'લું તો ખરે,
સૂધારિ સજ્જન વાંચશો, તમ મિત્ર વિનતી ઉચરે.

લી. તમારો સેવક.–

### બહિર્લાપિકા. ભુજંગી વૃત્ત.

સરીતા શ્રિરેવા તણું અન્ય નામે; (નર્મદા.)
ગણો સંગ ગૌરી પતી પુર્ણકામે. (શંકર.)
પછી મેળવો એહ બંને સુજાણે;
અવીધાન તે માહરૂં તો પ્રમાણે.

### દોહરા.

દેવકી નંદન ને વળી (કેશવ.)
કૌશલ્યા સુત જેહ; (રામ.)
મેળવિ વાંચો ઉભયને
નામ પિતા મુજ તેહ.

નિધિ, શશિ. ગ્રહ, ભૂ. સંવતે, કાર્તિક શુદમાં જોય;
વાર રવી તિથિ ચતુરથી, જન્મ દિવસ મુજ હોય.

(નિધિ ૯, શશિ ૧, ગ્રહ ૯, ભૂ ૧)

**નર્મદાશંકર વિ. કેશવરામ, પંડયા**
**મુ. નંદપુર ઉર્ફે નાંદોદ.**

## છત્રબંધ દોહરો.

હરિ રટ રટ હરનિશ હે મર, મન મહિ ભજ અહમેવ
અખિલ જગતકર પ્રભુ પરમ, હર હર હર મહાદેવ.



ह

િ र ટ

ર ટ ह ર નિ

શ હે મ र મ ન મ

હિ ભ જ અ ह મે વ અ ખિ

લ જ ગ ત ક र પ્ર ભુ પ ર મ

म

हा

दे

व.





અર્થ.-હે માનવી! (અમર નહીં તે મર એટલે મા-નવી.) તું રાત્ર દિવસ હરી એ શબ્દને રટ અને આખા જગતનો પેદા કરનાર મોટો પ્રભુ જે હર અથવા મહાદેવ તેને સદાકાળ મનમાં ભજ.--

---

# शूळपाण यात्रा वर्णन.



## મંગળા ચરણ.

પ્રભુ સ્તુતી. ત્રીતાળ કાફી.

વંદુ તુને વિશ્વપાળ, આનંદ ઉર ધરીરે; વંદુતુને.–ટેક.
નિત્ય નિયંતા નાથ તમોછો, ભક્ત તણા પ્રતીપાળ;
કરજો સદા શુભ સાહ્ય સેવકને, હે પ્રભૂ દીનદયાળ;
પૂરણ પ્રેમ ધરીરે; વંદુ તુને વિશ્વપાળ. આનંદ. 1
અવગુણ ઊર ધરશો નહી મારા, પ્યારા શ્રી જગતાત
કૂમતિ કાપો સન્મતિ આપો, થાપો શિરપર હાથ;
સંકટ સર્વ હરીરે; વંદુ તુને વિશ્વપાળ. આનંદ. ૨
સકળ સુગુણથી સંપન્ન છો પ્રભુ, વળિછો અંતરયામ;
મહિમા તુજ મનમાંહી ધરૂં હું, કરજો પૂરણ કામ;
અરજી ઉર ધરીરે; વંદુ તુને વિશ્વપાળ. આનંદ. ૩
જગત રહે સહુ તુજ આધારે, વ્હારે ધાજો નાથ,
ગૃહ ઉપગૃહ નભ માંહીં રહેછે, છે શશિ રવિનો સાથ;
ચમત્કૃતી શીશી કરીરે વંદુ. આનંદ ૪
ગહન ગતી મતી અકળ છે તારી, ગુણ ગણતાં ન ગણાય;
વરણન કરતાં પાર ન આવે, કોટી વદને વદે બ્રહ્માય;
સરસ્વતો ધ્યાન ધરીરે. વંદુ. આનંદ. ૫
નીરંજન નીરાકાર છોરે, અતર્ક્ય આપની કાય;
કરૂણા સિંધુ કરૂણા કરીને, થાજો સેવકને સાહ્ય;
નમું નર્મદ હરીરે. વંદુ. આનંદ, ૬

## સરસ્વતી સ્તવન.

સમરૂ સરસ્વતી માત, ભરપૂર ભાવ ધરીરે; સમરૂ ટેક.
શ્રી સારદા મયુરારૂઢ અંબા, હુંછું તારો દાસ;

કૃપાનિધી કર દૃષ્ટિ કૃપાની, રસના વિશે પુરવાસ;
ગતિ વાત વેગે કરીરે; સમરૂ. ભરપુર. ૧
વિધુ વદની વીધિનંદિની તારૂં, ધ્યાન ધરૂં દિનરાત;
સર્વ જગતમાં શ્રેષ્ટ તું અંબા, કિંકરપર ધર હાથ;
કહે નર્મદ સ્મરીરે; સમરૂં. ભરપુર. ૨

## દોહરો.

લંબોદર ગણનાયક, લાયક લક્ષણવંત;
ભવતારણ પાળન પ્રભુ, દે મતિ શુભ ભગવંત ૧

## ગુરૂ વિષે સવૈયા.

હે પ્રભુ તુજને સત્ય વચનથી વિનતી કરૂં હું વારંવાર,
મૂજ અરજ ઉરમાં લાવીને ગુરૂ મુજ ઉપર કર ઉપકાર;
ઇચ્છા રાખે નિજ હૈયામાં કરવાને પરમારથ કામ,
કૃપાનાથ તું કૃપા કરીને કાપ કષ્ટ મુજ ગુરૂ જયરામ. ૧
ધન્ય માત ને ધન્ય તાત વળિ ધન્ય એહની ભગની ભ્રાત
કુળમાં દીપક પ્રગટ થયો જેમ શશિ પ્રકાશે શોભે રાત;
અતિ જશ વાધો જગમાં એનો જપું હું જગદીશ આઠે જામ.
કૃપાનાથ તું કૃપા કરીને કાપ કષ્ટ મુજ ગુરૂ જયરામ. ૨
અથથી તે ઈતી સુધી જેજે કરીઓ મેં અભ્યાસ,
પિંગળનો વિષય જે ભણીઓ તે પણ એહ ગુરૂની પાસ;
મુજ ઉપર અતિ પ્રેમ ધરીને શિખવ્યું રાખી હૈયે હામ,
કૃપાનાથ તું કૃપા કરીને કાપ કષ્ટ મુજ ગુરૂ જયરામ. ૩
ગૂણવંત ધીમંત અતીશય, સદાચરણ સદ્‌ગુણ પર પ્રીત;
લાલચમાં લલચાવું નહી કદી અહર એમની એવી રીત;
વળિ વળિ કરૂં હું વંદન તુજને કર ચઢતી એની આઠામ;
કૃપાનાથ તું કૃપા કરીને કાપ કષ્ટ મુજ ગુરૂ જયરામ. ૪

## દોહરો.

જગકરતા જશ વાધજો, જગમાં અતી અમાપ;
જેજે કવિતા હું રચું, તે જયરામ પ્રતાપ. ૫

**નર્મદા** નદીનેકાંઠે **સુદેહપુર** નામના શેહેરમાં કોઈએક **આ-ત્મારામ** નામે ગર્ભ શ્રિમંત શેઠ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ **સુવર્ણા** હતું. તે બન્ને જણ મીતી સંવત ૧૯૩૭ના ચૈત્ર વદી ૧૧ને દિવસે રાત્રીના આઠ વાગતાં પોતાના મ-હાલયમાં બીરાજેલાં હતાં, તે સમયે તેમના ગોરજી નામે **મોદીકરામ** ત્યાં આવ્યા. શેઠે આદરસત્કાર સહીત આસન આપી કહ્યું કે ગોડ મ્હડાજ પધારો.

મોદિકરામ—દંપતીને આશિર્વાદ દઈ આસને બેઠા પછી.—કહ્યુંકે

**મનહર વૃત્ત (૧)**

જેના હસ્ત વડે નથી કર્યું કદી કંઇ દાન,
કર્ણથી ન સાંભળ્યું પવિત્ર શાસ્ત્ર જ્ઞાનને;
મુખથી જપ્યા ન પરબ્રહ્મને પ્રીતિ સહિત,
વિલોક્યા ન નેત્રથી કો સાધુ કે સુજાણને;
નથી ગયા ચર્ણ જેના તીર્થમાં સુજાત્રકાજ,
એકઠું કરેલું ખાયા કરે ધન ધાન્યને;
એવાના વપુનો હે શિયાળ જો કરોશ ભક્ષ,
કહે નર્મદ તું પામીશ નર્ક ખાણને. ૧

એમ કહી ચૂપ રહ્યા; એટલે શેઠે.— કેમ ગોડ મ્હાડાજ કંઈ માડમિક ભાષન કર્યું? શું આપને ટાં કંઇ પૂનડાન ઠકું નહી?

**મોદિક.**—ના પુન્યદાન તો સારૂં થાય છે પણ કંઈ તીર્થાટન કરી પગ પવિત્ર કર્યા નહીં. આત્મારામ— ટાડે એમ કહોની, ચાલો ટમાડી દાનમાં આવેટાં જઈએ. બોલો શી મડજી છે ?

**મોદિક.**—મરજી તો શી, પરંતુ તમો ગયે સાલ જ્યારે જાત્રાળુ લોકો શૂળપાણુ યાત્રાની પ્રસંશા કરતા હતા, ત્યારે તમે કહ્યું હતું કે આવતે સાલ આપણે પણ એ યાત્રા જઇશું. માટે તે સમય પાસે આવેલોછે. અને તમો પાછળથી એમ કહો કે મને ખબર કેમ નહીં કરી, માટે ચેતાવવાને

આવ્યો છું; કે ચૈત્ર વદી અમાંસને રોજ એ યાત્રાનો પૂર્ણ મહિમા છે; જો ઇચ્છા હોય તો.

**આત્મા.**–હેં? હેં? શું કહોછો. જાટડાનો શમો પાશે અવ્યો?

**મોદિક**–અરે પાસે શું. એ યાત્રા આજ અગીઆરસથી ગણાય છે. માટે જો જવું એવીજ ખુશી છે તોતો કાલે બ્રાહ્મણને મોદિક જમાડી કરી તાપ ઘણો પડેછે, માટે નમતે પહોરે હોડી હંકારવી.

**શેઠ**–શું વહાન લીધું હોય ટો નહીં શાડુ.?

**ગોર**–અરે રસ્તામાં એવા મોટા મોટા પહાણ છે કે તમારા વહાણ બહાણનો કચ્ચર ઘાણ વળી ત્યાં બધાનો પ્રાણ ઘડીના છઠ્ઠા ભાગમાં નીકળી જાય.

**શેઠ**–ટાડે શું ટમે એ જાટડા કડી છે કે?

**ગોર**–અરે મેંતો ત્રણવાર કરી છે. અને તમારી સાથે આ ચોથી. વળી સાંભળો કે એ યાત્રાનો એવો મહીમા છે કે જો લાગ લાગટ ત્રણ વર્ષ સુધી કરે તો તેને કાશી યાત્રાનું ફળ પ્રાપ્ત થાય,

**આત્મા**–(સુવર્ણા તરફ નજર કરીને) કેમ ટમાડી શી મડજી છે?

**સુવર્ણા**–સ્વામિનાથ? વિવાહથી રૂડું શું? અમૃતના કંઇ અભાવા છે.? એથી બીજું શું ધન્ય ભાગ્ય કે આ (પોતાની દેહ તરફ આંગળી કરીને) મલિન હરામી ખોળીઊં પવિત્ર ક્ષેત્રમાં પાવન થાય?

**મોદિક**–ચાલો એતો નકકી થયું. હવે બધી વાતો જવાદો. કારણ દશતો વાગી ગયા. માટે કાલે હું નાહી ધોઈને આવીશ. સીધાપાણીની ગોઠવણ કરાવજો. એમ કહી ગોર ઘેર ગયા.

બીજે દિવસે રાત્રીના ઠરાવ મુજબ બ્રાહ્મણ જમાડી બાર ઉપર ચાર વાગ્યાને સુમારે સરસામાન લઇ **નર્મદા** કીનારે હોડીમાં દાખલ થયાં. તેમાં શેઠ **આત્મારામ**, શેઠાણી **સુ-**

**વર્ણા**, ગોરજી **મોદીકરામ** અને હોડી હંકારનાર **માછી જીવલો** એ ચાર જણ હતાં. માછી-ગોરમ્હારાજ કેપાહ ચલવીહું. તમે ભોમીઆસો તેથી ઠીક થીયું. માટે હઘલું તમને પુસવાનું સે.

**શેઠ**–હાશટો? બદું એમનેશટો? અને વડી જો હોડી બોડી બુડે ટો બદું એમને માઠે પાપ.?

**ગોર**–ના.ના.ના,ના એવું હોય તો હું નથી આવતો. મારે માથેતો ફકત ચોટલીજ. પાપ બાપ કંઇ નહીં.

**શેઠ**–અડેડયુંભાઈ ટમાડે માઠે ચોટલીએ નહીં પછી કંઇ? પન નાવડી કયે પાસે ચલાવવી ટેટો કહો.? હાવે પલાડયું તે મુંડાવ્યા વના ચાલે ટેમ છે?

**ગોર**– લો ત્યારે દક્ષિણ તરફ હંકારો. ત્યારપછી હોડી ચાલે છે,

## દોહરા (૨)

આત્મારામ અને વળી, સૂવર્ણા નિજ નાર;
શૂળપાણુ યાત્રા તણો, કીધો મંનવિચાર. ૨
શેઠ, ત્રિયા ને ગોરજી, નિકળ્યાં ત્રણ નિરધાર;
શુભ સ્થાનક ગોરાતણે. આવ્યાં તેણીવાર. ૩

આ વખતે સાયંકાળ થઇ ગયો હતો એટલે અજાણ્યા માણસને આવી ભયંકર જગ્યોએ ધાસ્તિ લાગે તેમાં નવાઇ જેવું નથી.

## શાર્દુલ વિક્રિડિત વૃત્ત (૩)

બોલીનાર સુવર્ણા જોઇસ્થલને એ કંથ આ શું દીસે;
મોટા આ ગજ રાજ કયાંથકી અહીં રૂડા પડયા જલવિશે;
નૌકા તો અટકાવવીજ અહિંયાં નહિં તો ખરાબી થશે;
સાચું કહો પતિ પ્રાણ પ્રીય મુજને આ તીર્થ તે શું હશે. ૪

આ સાંભળી. શેઠ. માલિની વૃત. (૪)

શશિવદનિ નારી સૂણરે વાત મારી.
નકિ રહિશું સ્થળ આ આજ મૂકામ ધારી;

નથિ ધિર મન રહેતી શૂં હશે આ સુધામે,
બહુ જબર દિસે શ્રેષ્ટ ને રંગ શ્યામે. ૫

**દુહો (૫)**

કહે ‡દંપતિ ગુરૂને તહીં, રજની થઇ મહારાજ;
સંકટમાં આવી પડયાં, કરવું શું કંઈ કાજ. ૬

**ઉપજાતિ વૃત (૬)**

કહે ગુરૂ બ્હીક નથી લગાર. દિસે બધા આ પથરા અપાર;
બિહામણા રાત્ર વિશે દિસેછે, એ શ્યામ પ્હાણા નદિમાં વસેછે. ૭
ગોરા તણું તીર્થજ આ ગણાય, ગુલાબ નગરે કરી ઓળખાય;
રચ્યાં કવિતા નર્મદ નામે, રહી અહીં વંન તણી સુધામે. ૮
કર્યો પછી વાસ પનાઇ માંય, નિશા વિશે ગોરજી કાવ્ય ગાય;
સુણેછ તે દંપતિ દેઇ કાન, વદેછ જે વાડવ વંન ખ્યાન. ૯

**ગરબી (૭)**

(માર્ગ મૂકની કહું છું કાના ક્યારની જો. એ રાગ).

ગોરા ગામ છે સ્વધામ શ્યામ-દેવનું[1] જો,
વરણું ચિત્ર વિચિત્ર [2]નિત્ય મેવનું જો; ગોરા. ટેક.
ઉત્તર પાસનો પ્રવાસ નર્મદા તણો જો;
[3]ક્રોધયુકત ઘોધ જાય ઝોંસથી ઘણો જો. ગો. ૧૦
નદીપાર છે અપાર તરૂ ઓપતાં જો;
ટિંબા ટેકરા ગિરિ ઘાટ મહીં શોભતાંજો. ગો. ૧૧
લઘૂ વૃક્ષતો અથાગ વિધ વિધો તણાંજો;
દૂરથી દેખાય સરસ નહીં કંઇ મણાજો. ગો. ૧૨
તાડ આદિ ઝાડ પ્હાડમાં અમાપછેજો;
સાફ્ રાફ્માં હમેશ મહા સાપછે જો. ગો. ૧૩
માત્ર રાત્રમાં બિહામણું વન એલછેજો;
[4]રજનિરાજ વાઘ સાધિ લાગ રેહછે જો. ગો. ૧૪

---

‡ સ્ત્રી પુરૂષ બંને. ૧ કાળા પથરા. ૨ હમેશનું.
૩ ઘણીજ ઉતાવળે. ૪ રાત્રીનો રાજા.

નાદ ઘોર સાદથી કરેજ સામટો જો;
ચડયો હાથ તેતો તૂર્ત ભટકતો મટયો જો. ગો. ૧૫
વદું શું હું વિંધ્ય[1] નગનું[2] બ્યાન[3] વદનથીજો;
પશૂ પંખિ વૃક્ષ આદિની ગણુના નથીજો. ગો. ૧૬
કોઇક ટેકરી તે અભ્રમાં અડી રહી જો;
કોઇક તેનાથી નીચિ ઉંચિ થઈ રહીજો. ગો. ૧૭
એમ શોભિતો રસાળ [4]અચળવિંધ્યછે જો;
ચીજ જંગલિ ઉપયોગિથી પ્રસિદ્ધછે જો. ગો. ૧૮
શ્યામ દેવ તે પહાણુ નદીમાં વસેજો;
પડયા પ્હાડ આસપાસ થઈ નવ ખસેજો. ગો. ૧૯
ગઈછે છવાઇ નર્મદા એ પ્હાણુથીજો,
આવિ નવ શકાય કોઇક જબર વ્હાણુથીજો. ગો. ૨૦
દિસે દૂરથીજ ઇંદ્રહસ્તિ[5] ઉતર્યાજો;
શુદ્ધ શ્યામ જલક્રિડાને કાજ જઈ ઠર્યાજો. ગો. ૨૧
કોઇછે વિશાળ લંબ, ગોળ, ચોખુણા જો;
કોઈ ઉંચ નીચ પથ્થરો એવા ઘણાજો. ગો. ૨૨
ગામ લોક થોક ટેકરા ઉપર વસેજો;
ત્યાંથિ ચિત્ર આ વિચિત્ર અહોનિશ દિસેજો. ગો. ૨૩
કબાડી જનોની એજ મોટી વાટછે જો;
કાટ માટ પણ પ્રખ્યાત એજ ઘાટછે જો. ગો. ૨૪
વાયુ વંશનો‡ વિસ્તાર અહીંછે ઘણોજો;
*ગોરાવાય ગણો ઘાય બરછી તણોજો. ગો. ૨૫

---

૧ એ નામનો પર્વત. ૨ પર્વત. ૩ વર્ણન. ૪ પર્વત.
૫ ઐરાવત નામના હાથી-ઘણાજ મોટા કદના હતા.
‡ વાંસડા. * અહીંની હવા ઉપર એવી કેવતછે કે.—
ગોરાના વા, તે બરછીના ઘા, તેથી નામરેતો ગરડેશ્વર જા
ગરડેશ્વર કહે હું લીલો કરૂં પીલો કરૂં, તેથી ના મરે
ત્યારે હું શું કરૂં.

ઝાડ જંગલીને પ્હાડ પશુ જંગલીજો;
દિસે જંગલના લોક પણ જંગલી જો. ગો. ૨૬
કર્યું વન તણું વર્ણન એ ગોરા તણુંજો.
વધો સાર નથી કીધું કંઇ ગુરૂ ઘણુંજો. ગો. ૨૭
†હાલ નામછે ગુલાબ નગર ગામનુંજો;
પણ પ્રબળ વિશેષ વાયુ પ્હાણ શ્યામનુંજો. ગો. ૨૮
કરી ભૂપ નોકરી અહીં નર્મદ રહીજો,
નદી નિકટ તટનિ ઉપર ગરબિઆ કહીજો. ગો. ૨૯

દોહરો (૮)

સંવત ઓગણી' સા'તરી', ચૈત્રમાસછે સાર;
શુકલપક્ષ એકાદશી, રચિ કવિતા રવિવાર. ૩૦

આ ગરબી સાંભળી શેઠ તથા શેઠાણી મોદિકરામ પ્રત્યે કહેવા લાગ્યાં કે.– આ ગામ કયા રાજ્યને તાબેછે? અને એના અધિરાજનું નામશું? વળી નર્મદ તે કોણ? વિગેરે હકીકત અમને સારાંશમાં શ્રવણ કરાવો.કારણ જે કંઇ જોવું યા સાંભળવું, તેની ચોકસ તપાસ કરી ધ્યાનમાં રાખવું જોઈએ.

ગોર–આ રાજ્યનું નામ રાજપીપળા સંસ્થાન છે. અને તે રેવાકાંઠા એજન્સીમાં ઉત્તમ પદવીનું છે. એના અધિરાજ હાલ શ્રીસરકાર મહારાણાશ્રી ગંભીરસિંહજી મહારાજ છે. રાજ્યધાની નામે નંદપુર (નાંદોદ) કરીને છે અને તેજ પ્રગણાને તાબે આ (ગોરા) ગામ છે. સદરી સરકારે સદરહુ(નંદપુર) ના રહેવાસી નર્મદાશંકર-(જેણે પોતાનું નામ સંક્ષેપમાં નર્મદ રાખ્યું છે) નામના શખસને અંતઃકરણથી કૃપા કરી આ તથા આસપાસનાં ગામોમાં તલાટાગીરીની નોકરી સોંપી. હવે એ શખસને કોઈ દિવસ પણ જંગલી ભૂમીનું દર્શન નહીં થવાથી આ ઇશ્વરી રચના તેણે પ્રથમજ જોઈ; એટલે તેને આ કવિતા રચાવાની આકાંક્ષા થઇ.

---

†નામ પ્રમાણે એક પણ ગુલાબનો છોડ નથી. પણ વાયુ ને પથ્થર વિશેષ છે.

**દોહરો (૯)**

સુણી વર્ણન આ દંપતી, ખુશી થયાં મન માંય;
ત્યાર પછી સરવે જણે, નિદ્રા લીધી ત્યાંય. ૩૧

**શાર્દુલ વિક્રિડિત વૃત. (૧૦)**

પ્રાતઃકાળથતાં ઉઠી પદમીની કહે શેઠને હે પતી;
નિરખો સર્વ નિહાળિને પ્રભુ તણી આ ચિત્રની જે કૃતી.
કે'તા'તા મહારાજ આજ નિશમાં, તેતો બધું છે સહી;
નાના વિધ વિધો તણા જબરછે, બહુ પા'ણ રૂડા અહીં. ૩૨

**માલિની વૃત. (૧૧)**

નિરખ્યું સકળ કંથે નર્મદા ધોધ પૂરે;
અચરજ અતિ થાયે, શૂં કરે પાણિશૂરે.
પકડિ પછિથિ પોતે, શૂળપાણીનિ વાટ;
જરૂર નિરખી જોયો જે[1] નવેરીનો ઘાટ. ૩૩

**શાર્દુલ વિક્રિડિત વૃત. (૧૨)**

હંકારે નૌકાપતી જળવિશે ધીમે રહી નાવને,
જૂએછે બે પાસ દંપતિ સહૂ અદભૂત દેખાવને;
શીતળ મંદ સુગંધિનો પવન તો કોમળ વપુ વાય છે;
શેઠાણી, ગુરૂ, શેઠ, જોઇ રચના મનમાંહિ હરખાયછે. ૩૪
એવામાં કહે નાર સ્વામી શૂં આ જોયું તમે કે નહીં,
ભેખડ મધ્ય ગુફા દિસે તરૂ તણી ઊડે [4]પતાકા સહી;
આવા જંગલ માંહિ કોણ વસતું હોશે કહે દંપતી;
સાંભળિને કહે ગોરજી નહિ નહિ એ વૃક્ષ ગૂફા નથી. ૩૫

**ઉપજાતિવૃત. (૧૩)**

રહે અહીં ભૈરવકાળ રૂપ, વિશેષ મહિમા સ્થળ આ અનૂપ.
કરો તમે પૂજન પ્રેમ આણી, પછી ધરો પંથજ શૂળપાણી. ૩૬
વચન સુણી આ નર નાર ના'યાં, પુજા કરી પુષ્પ પ્રિતે ચડાવ્યાં;

---

૧ એ નામનો કાટ કબાડા છીતવાનો ઘાટ છે. ૨ માછી.
૩ શરીર. ૪ ધજા.

ત્રિફળ વધેર્યું તહીં દેવ પાસ, કર્યો પછી નાવ મહીં નિવાસ. ૩૭

આવી રીતે કાળભૈરવનો પ્રસાદ (કોપરાનો) લીધા પછી નૌકાને† નર્મદામાં ચાલતી કરી. શીતલતા ભરેલો મંદ મંદ પવન અંગને વિશે વાય છે, પનાઈનો સઢ ફડફડાટ કરી રહ્યો છે. જમણી બાજુએ મહાન ભેખડ આવી રહેલી છે. જેની અંદર મૃત્તિકાતો નજરે પડતીજ નથી. જાણે એકજ મોટો પાષાણ ઇશ્વરે ઘડીને ઘણા મોટા મોટા પથરા એકઠા કરીને ગોઠવ્યા હોય, એવું દૃષ્ટિએ આવે છે. વળી જેનું માણસ જાતને તો માપ કરવું ઘણુંજ મુસ્કેલછે. ઓહોહો!! જગતકર્ત્તાએ એનો પાણીની અંદર કેવો મજબુત પાયો નાંખ્યો હશે, કે તેની અંદરથી એક રજ સરખી પણ ખસવા પામતી નથી. વળી એનો કાળો રંગ કેવો પાકો છે કે જેના ઉપર પાણી પડ્યાથી ચકચકાટ થઇ રહેછે. વળી એમાં ધોળા કિંવા બીજા કોઇ રંગના પાષાણનો એક કટકો પણ જડવો મુસ્કેલ છે. આહાહા!! ભેખડને મથાળે પ્રથક પ્રથક કેવાં તરેહ તરેહનાં ઝાડો આવી રહ્યાંછે. ડાબી બાજુએ પથ્થર માટીથી મળેલાં નાના મોટા ટીંબા ટેકરા દૃષ્ટિએ પડે છે. પુષ્કળ તાડ તથા અનેક નાનાં પ્રકારનાં ઝાડથી ગેંધટ ઝાડી દેખાય છે. અને તે દૂરથી જોતાં અતી શોભા આપેછે. આવો ઈશ્વરી ચમત્કારી દેખાવ જોતાં જોતાં નૌકામાં બેઠાં ચાલ્યાં જાય છે. આગળ ચાલતાં આસપાસની બન્ને ભેખડો બરોબર થઇ રહેલી છે. ઓહો? હો!!

ભુજંગી વૃત (૧૪)

દિસે આ શું સારા રૂડા પ્હાણ પ્યારા, (જોવાને)
ખણ્યા શા મહીં પગથીને ગોખ ન્યારા;
હશે (તારાં) ટાંકણાંને ઘણી તિવ્ર ધારી,
અતી છે કૃતી દેવના દેવ તારી. ૩૮

† હોડીને.

(આત્રા પાષાણુ ) કર્યા કયાંથિ ઉત્પન્ન તેં જગ્ત તાતેં;
વળી આવડા શ્રેષ્ટ હે વિશ્વનાથેં;
ઘણા ગાઉના ગાઉ લાંબા વધારી;
અતીછે કૃતી દેવના દેવ તારી. ૩૯

વળી આ નિર્મળ આકાશ કેવી શોભા આપે છે? અને ક્ષિતિજ (જમીનને આકાશ મળેલું) નો શો દેખાવછે? જાણે આ બન્ને ઉંચી સમતોલ ભેખડપર એક મોટી આસમાની રંગની ચાદરની છત બાંધી હોય, તેવી શોભા આપે છે. એમ ચોપાસ નીર્ખતાં એક સ્થળ નજરે પડયું. તે જોઇ સુવર્ણા સ્ત્રી કહે.–

**ચોપાઈ ત્રીતાલ (૧૫)**

જૂઓ જૂઓ તમે પ્રાણ નાથે,
ખરી કીધિ કૃતી જગતાતેં;
લાગે આશ્ચર્ય મુજને અપારેં, (ભેખડમાં)
નીચે પોલ ઉપરખૂબ ભારેં. ૪૦
આવા મોટા ગીરી સમપા'ણ,
તેની નીચે આ નિરખો પોલાણ;
ગૂફાઓ જોઇ લાગેછે મંન,
હોશે મુનીઓનાં એ ભૂવંન. ૪૧
જૂના રૂશીઓ કે'વાયે જેહ,
હોશે તેહ તણાં ધામ એહ;
ખરી કરણી પ્રભૂની છે સ્વામી,
વ્યાપ્યો સઘળે શ્રી[૧]નર્મદ નામી. ૪૨

હવે આગળ ગમન કરતાં કરતાં અને સર્વે વ્યાપક ઈશ્વરની ચમત્કૃતિ જોતાં જોતાં બરોબર બાર વાગ્યા. વળી મધ્યાન થયા એટલે પેટમાં પણ પુરે પુરા બાર વાગ્યા. અર્થાત્ સર્વને ક્ષુધા લાગી. તેથી નૌકામાંજ પોતાની સાથે

૧ સુખ આપનારો જેતું નામછે તે.

જે મેવા, મીઠાઈ, સુખડી વિગેરે આણ્યું હતું, તે સઘળાનો અંત આણ્યો. અને મગજના પાંચ મોદિક હતા, તે મોદિકરામે ગટ કર્યા. અને કહેવા લાગ્યા જે મારા જેવા વૃદ્ધ માણસને તો આવાજ મોદિક ભાવે. પછી સર્વે પાણી પીને સંતોષ પામ્યા. ત્યાર પછીથી કંઈક વેગળેથી દેખાવ જોઇ આત્મારામ શેઠ કહે.—

દોહરો (૧૬)

અરે ગોડજી આ જુઓ, શુંછે પેલું ઠામ;
નદિ માંહીં લાંબું પડયું, અરે મોડિકડામ. ૪૩
પુલ જેવું દેખાય છે, (અને) માનશ છે ટે ઠામ;
કહો ખડેખડ ગોડજી, અરે મોદિકડામ. ૪૪
ટડકુંછે પાની મહીં, નહીં ઢોળું નહીં શામ;
પુલ શડખું દેખાય છે, અરે મોડિકડામ. ૪૫

આ સાંભળી મોદિકરામ કહેછે. દોહરો (૧૭)

નથી પૂલ અહીંઆં કંઈ, કહું તમને તે ઠામ;
કાટ' કબાડુ એહછે, અરે આત્મારામ. ૪૬
ડુંગરથી વેપારીઓ, લાવે ખરચી દામ,
લઈ જાયે તે વેચવા, અરે આત્મારામ. ૪૭
જૂદા જૂદા કાટના, ભારા બાંધે †ધામ;
કરે એકઠું તેહને, અરે આત્મારામ. ૪૮
તેથી લાંબું તેહતો, દેખાયે એઠામ;
પૂલ નથી એ કાટછે, અરે આત્મારામ. ૪૯

પછી તેજ સ્થળે હોડી આવી પહોંચવાથી ચક્ષુપિસત્યં થયું; અર્થાત્ નજરે જોયું. એવામાં પવન છૂટવાથી સપાટાભેર હોડી ચાલી જાયછે, અને સઢમાં વાયુનું જોર માતું નથી; તેથી નૌકા ઘણીજ વેગળે ચાલી ગઈ; પરંતુ ઈશ્વરેચ્છા પ્રબળ છે. દૈવયોગે એવું બન્યું કે— એકદમ અવળો

† ઠેકાણે ઠેકાણે.

પવન વાવાથી હોડી તણાઈને પાછી ચાલી. જેથી તે જીવલા માછીના હાથમાં રહી શકી નહીં; અને ઓચિંતો ધક્કો લાગવાથી પાણીની અંદર એક મોટો પથર હતો તેમાં અથડાઇ તેની ઉપર ચઢી ગઈ. સર્વેના જીવતો ઊંચા થઈ ગયા. અને વળી આત્મારામ જાતે વાણીઆ એટલે આવું જોતાંજ ઘણાજ ગભરાવા લાગ્યા. પછી સુવર્ણા સ્ત્રી પ્રભુ સ્તુતિ કરેછે.

### લલીત વૃત ચાલ. (૧૮)

અરર ઈશ ઓ વિશ્વનાથરે,<br>
જળવિશે જતાં પકડ હાથરે;<br>
ગરિબ પ્રાણિ ઊ.–.પર દયા ધરો,<br>
મમ મહા પ્રભૂ.–.જી કૃપા કરો. ૫૦<br>
(અમને) જનમ આપીઓ છેજ તેં હરી;<br>
(અમે) જગત આ વિશે દેહતો ધરી,<br>
નિકળિયાં અમે જાત્ર કાજરે;<br>
(તને) નીરખ્યા વિના (તું) લૈશ આજરે. ૫૧<br>
પેખવા ગમે શૂળપાણિને,<br>
તીર્થમાં જવું પ્રેમ આણિને;<br>
ઉરવિશે રહી સર્વ વાતરે,<br>
નાવ તાર તૂં દીન નાથરે. ૫૨<br>
રૂદન તો કરે આત્મરામરે,<br>
શોક દિલ ધરે મોદિકરામરે;<br>
જીવલો રૂએ આંસુ ધારરે,<br>
જળવિશેજ તૂં તારનારરે. ૫૩<br>
અરજ માહરી ઉરરે ધરો;<br>
વણિક ઊપરે તો કૃપા કરો.<br>
સ્નેહિને સગાં નહિં મળે હવે,<br>
સ્તુતિ કરી કરી સૌ જનો રૂએ. ૫૪

કરમમાં નહીં, વિશ્વરાયરે;
તીર્થ સ્નાન કંઈ, થાઓ સ્હાયરે. ૫૫
શું કરૂં હવે, વિશ્વરાયરે;
(આદુઃખ)ક્યાં મટે જવે, થાઓ સ્હાયરે. ૫૬
દુઃખમાં બુડી, વિશ્વરાયરે;
શેઠ સૌ વળી, થાઓ સ્હાયરે. ૫૭
તૂં બચાવનાર, વિશ્વરાયરે,
તૂંજ તારનાર, થાઓ સ્હાયરે. ૫૮
તૂંજ બેન માત, વિશ્વરાયરે;
તૂંજ ભાઈ તાત, થાઓ સ્હાયરે. ૫૯
વિનતી સૂણ કાન, વિશ્વરાયરે;
પ્રભુ વિભુ ભગવાન, થાઓ સ્હાયરે. ૬૦

દોહરો નં (૧૯)

એકવાર તું સર્વને કરાવ યાત્રા સાર;
અભિલાષા પૂરી થયે, (અમને) લઈ લેજે કરતાર. ૬૧
કેમ અરે ભાઈ જીવલા, પોંચેછે કંઈ ધ્યાન;
(જાત્રા)જઈશું કે રહીશું અહીં, અરે ભલા ભગવાન. ૬૨

આવી રીતે પનાઈની અંદર સમસ્ત સંપૂર્ણ શોકાતુર થઇ બેઠાં છે. આત્મારામ—(ક્રોધમાં જીવલાને) મેડ રાંડના, ટાડી બેનના ઢની, શાલા મચ્છી માડ, એટલી નાવડી ચલાવટાં ના આવડી? હાવે ટાડા બાપ બઢા બુડી જશે ટાડે??? એમ કહી અડે માડા ભગવાન? અડે માડા પડમેશ્વડ? શું ટાડે અમે બઢાં બુડી જવાનાં કે? હાય હાય!! ડે માડા બાપ? ખડેખડ ઉડાશીરામજોશીએ માડી જન્મોટડી વાંચી ટેમાં કહ્યું હટું કે હાડી હુડટાલીશમે વડશે ટમાડી જલ ઘાટછે, ટે આજ હશે. અડે પડભુ? ઠયું ટાડે હાવે પાડ પડયું. એવામાં ભક્તવત્સળ શ્રી જગતનિયંતાની કૃપાએ સવળો પવન આવવાથી જીવલો બોલ્યો જે— આપણે હમલાં ઈમ હોક

ફરી રોયા કરહું તો ભગવત હીરીને વ્હારે ધાહે? માટે હરવે જણાં આથમે આભલાં પકડો અને હું વાંહડાનો ટેકો કરૂ-સું. પછી તેમ કરવાથી શેઠાણી સુવર્ણાની વિનંતી સૃષ્ટિ કર્ત્તા દીનાનાથે સફલ કરી. જેથી સહી સલામત સરવે જણાં ખુદરતની દેખાવ જોતાં જોતાં જળ માર્ગ કાપવા લાગ્યાં. હવે આ વખતે બાર ઉપર બેવાગેલા છે અને તાપતો એટલો પડવા લાગ્યો કે આંખોનો ઉપાડ પણ થઇ શકતો નથી. નિર્મળ આકાશના અસ્માની રંગનો પડછાયો પાણીમાં પડવાથી તે પણ ઉપર જેવું દીસવા લાગ્યું, અને તમામ ચીજો અસ્માની દેખાવા લાગી. અસ્માની આકાશ, અસ્માની પાણી, આસપાસ આવી રહેલી ભેખડોની હારો. તે પણ અસ્માની; એ-સ્થળનાં પક્ષિઓ પણ અસ્માની. વળી હોડીનો રંગ પણ અસ્માની. શેઠનો ડગલો† અસ્માની. ગોરજીની પાઘડી અસ્માની માછીનુ પેહેરણ અસ્માની. એને અસ્માની રંગનો કપડાં ઉપર સૂર્યનું તેજ પડવાથી સર્વેના મોંનો રંગ પણ અસ્માની અસ્માની શીવાય બીજુ કંઈજ નજરે પડતું નહોતું. પવનની મંદમંદ લેહેરો શરીરે વાવા લાગી અને પાણી, પવન એ બંનેની એકઠી લેહેરો થવાથી જળની છાળો ઉડવા લાગી. આ-વીરીતે ચાલતાં ચાલતાં એકદમ ઓચિંતો મોટો અવાજ કાને પડયો. તે સાંભળી સુવર્ણા.—

શાર્દુલ વિક્રિડિત વૃત. (૨૦)

શો આ ઠામ વિશે અવાજ ગરૂવો શું આગગાડી અહીં;
નકિક ઇંજીનનો ફુંફાટ જબરો દેખાયછેરે સહી;
ધુ ધ્ધુ ધૂ ધુધુ ધમ ધમાટ આશોડબ્બા દિસેછે અતી;
હોશે સેકંડ ફર્સ્ટ કલાસ શું એ છે [1]રેલ પરબહુગતી ૬૩
આત્મારામ સુણી અવાજ કરણે પોતે ચકીતજ થયા;

† મુસાફરીવખતે ઘણો ખરો કાળો પોશાક પેહેરવામાં આવેછે.
1 (ઇં.) રસ્તો.

પ્યારા મોદિકરામ આપણ સહુ કયાં અત્ર આવી પડયા;
‡ ઈંજીન ડ્રાઇવર હોંશીઆર બહુછે ચલવે ચપળતા વડે;
સાચું કહો ગુરૂ ગાડિ, †ધાડિ શૂંએ કે બીજું કંઈછે ખડે-૬૪
આ સાંભળી મોદિકરામ કહેછે–

## હરિગિતવૃત. (૨૧)

એ ન્હોય ગાડી અગનની, વળિ ન્હોય એ ઇંજીન ખરે;
ધુધવાટ નહીં વળિ તે તણો, નથિ એક અહીં ડબ્બો અરે;
નથિ રેલવે સ્ટેશન અહીં, નથિ ફર્સ્ટ સેકંડ કલાસરે;
નથિ અત્રકો ઈંજંન ડ્રાઈવર, (છે) પ્રભૂ પૂર્ણ પ્રકાશરે. ૬૫
છે ધાટ એ ગંભીર નામે–મોખડી કેંવાયછે;
આશ્ચર્ય જેવું એ સ્થળે, પ્રભુ કૃતિ અહીં વખણાયછે;
પાણી પ્રવાહ અહીં ઉતરતો. પથરો મહીં આથડે;
(પ્રવાહ) ખુબ જોરથી જુસ્સે ભર્યો, પા'ણો વિશે આવીઅડે. ૬૬
તેતણો દીર્ધ અવાજ છે, જે આપને સંભળાયછે;
અહીં જળતણી* મોખો ફુટે, (માટેએ) સ્થળ મોખડી કહેવાયછે.
(એસ્થળે) ઉતરવું પડશે સરવને, નહીં ચઢે નાવ જરાયરે;
એવેજ ત્યાં નજરે પડી, કહીં ગોરની જગ્યાયરે. ૬૭

પછીથી જમણીબાજુને કિનારે આવી તમામ સરસામાન ઉતારી તાપથી અકળાઈ ગયાથી પાસેકબાડી લોકોના માંડવા હતા, તેમાં જરા આરામ લેવા બેઠાં. પરંતુ શેઠાણીનું મન તો *રેવાની રચના જોવામાંજ છે. અને તે જોઇ અજબ થઇ બોલી ઉઠેછેઃ–

## ચોપાઇ બીતાળ. (૨૨)

આશી રચના રચી કીરતારં; તારી કૃતીનો નપામે કોપારં;

---

‡ (ઇં.) ગાડી ચલાવનાર. † ધાડ.
* જમીનમાંથી નીકળતા ને ઉછળતા ઝરાજેવું વહેતું પાણી.

સઘળા કરતાં રચ્યું આતેં હાથ; ધન્યધન્ય ધરા ધરનાથ. ૬૮
જેટલો પ્હોલો જળનો વિસ્તાર; તેટલા પ્હોલા પથરા છે સાર;
ચઢતા ચઢતી મૂકયા સહુ સાથ, ધન્ય ધન્ય ધરાધરનાથ. ૬૯
શાં પગથિયાં રચ્યાં છેરે પ્યારા, નીરસી ઢિરચી–(સૃષ્ટિના)રચનારા;
શકે શિલ્પી થયો તું જાત, ધન્યધન્ય ધરા ધરનાથ. ૭૦
(પગથીઆં) દશબાર પ્રથમછે ચઢતાં, પછી ખૂબ લાંબે સૂધિ પડત;
છે સમાંતર સાથો સાથ, ધન્ય ધન્ય ધરાધરનાથ. ૭૧
નથી બિલ્લસ કરતાં વધારે, પ્હોળું પગથીઉં ત્યાં નીરધારે;
ગણુતાં ભૂલાં પડાયું જાત, ધન્ય ધન્ય ધરાધરનાથ. ૭૨.
(ચણુતરમાં)નથી સીસા ચુનાનો ભેગ, વળી જબરોછે વારીનો વેગ;
(તોપણ) નથી ખસતો કંકર‡ લેશ માત્ર, ધન્ય ધન્ય ધરાધર નાથ. ૭૩
(અરે). ભૂલુંછું આતો એકજ પ્હાણ. સીઢિ કોતરી કાઢી પ્રમાણ.
કીધી અકળ કળા જગતાત, ધન્ય ધન્ય ધરાધરનાથ. ૭૪
(પથરનો) અહીં સૂધી હતો રંગ શ્યામ. દીસે મિશ્રીત રંગ આઠામ
રક્ત. સ્વેત, ઉદો, ભાત ભાત, ધન્ય ધન્ય ધરાધરનાથ. ૭૫

### શાર્દુલ વિક્રિડિતવૃત (૨૩)

આતો મેં વરણ્યું અપાર પથરનું સંક્ષેપમાં બ્યાનરે,
(પણ) તે ઉપર નિર[1] કેવું સુંદર દિસે કહુંતે ધરો ધ્યાનરે;
છળ છળ છળ છળ છળછળે પથરમાં જાણે ફુલો છે ઘણાં,
સૃષ્ટીપાળ કૃપાળ કાળહરતા નહીં રાખિ તેં કંઇ મણા. ૭૬

### [2] લાવણ્યમયી. (૨૪)

શું છેજ સરસ શોભાય, મંન લોભાય, જગ્યા સુખકારી;
વર્ણવતાં પામું હાર’ મતી નહીં મારી. ૭૭
ભુમિનાર કરી વીચાર ધરી શણગાર સુતી આ ઠામે;
પ્હેરી પટ ફુલનું અંગ કર્યું શુભ ધામ; ૭૮
(પાણીનાં પુષ્પો)છે શુદ્ધ ચાંદિનાં ઘડયાં, ઉપરથી પડયાં, ચળકતાં કેવાં;

---

૧ નર્મદાનદી. ‡ કાકરો. ૨ લાવણી.